– ભક્ત જીવ ભુષણ ફંડ –

ગૂજરાતી [illegible] સંગ્રહ

# જ્ઞાન કુંચી.

ભાઈ ગંગાદાસ ભાઇચંદ મુનીમના

## સ્મરણાર્થે.

...ક:—પંડયા અમૃતલાલ ધનજી[illegible]. પાલીતાણા

### ઇશ્વરને ભજવા વીશે—ભુજંગાના ચાલ:

### પદ ૧

કશી વાતનો ખરખરો મનનાણો,
  સુખ દુઃખ તે દેહના ધર્મ જાણો;
કરોને તમે કોટી લક્ષ પ્રકાર,
  લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૧
હરીશ્ચંદ્ર રાજા મહા પુન્યવાન,
  નથી કોઈ સંસારમાં તે સમાન.
ખરે નીચ ઘેરે વહ્યો નીર ભાર, લખી... ૨
સતી મુખ્ય કહાવે અહલ્યાજી જેહ,
  જેના નામથી થાય નિષ્પાપ દેહ:
તેણુ ઈન્દ્ર સાથે કર્યો વ્યભિચાર, લખી... ૩

જુઓ જાનકીજી પડયા દુષ્ટહાથ,
જેના સ્વામિ છે કોટી બ્રહ્માંડનાથ;
આપો આપ લક્ષ્મી તણા અવતાર, લખી... ૪
વળી પાંડવોની કહું એક વાત,
જેના સારથી નિત્ય વૈકુંઠ નાથ;
હાર્યા રાજ રિદ્ધિ તથા નીજ નાર, લખી.... ૫
સદા પુન્યકારી જેને સિદ્ધનાથ,
ચાલી નીસર્યા નારી લૈ વનવાસ;
બહુ કષ્ટ વેઠયું તેણે વર્ષ બાર, લખી... ૬
કરી વિનતિ સર્વને કરૂં વાત,
રચ્યા ભુખણે તે સુણો શ્લોક સાત;
ઘણું સાંભળ્યા જોગ સાધુ વિચાર, લખી... ૭

## પદ ૨

પિતા માત સંતાનને મિત્રભ્રાત,
એતો સર્વ છે આળ પંપાળ વાત;
એમાં અંત કાળે નાવે કોઈ કામ,
તે માટે ભજો સર્વથા રામનામ ૧
ઘડીમાં ઘટી જાય આયુષ્ય અલ્પ,
ભમંતા ભમંતા થયા કોટિકલ્પ;
માથે મર્ણ કેરી મહા એક ભામ, તે માટે. ૨
ઘણી વાર સંસારમાંહિ ફર્યા છો,

પશુ પક્ષીયોનિ વિષે અવતર્યો છો;
હવે આ સમો છે તર્યાનોજ ઠામ, તે માટે. ૩
કરો છો બીજી અલ્પ વસ્તુનું જતન,
તજો છો હરી નામ જેવુંજ રત્ન;
નથી બેસતું મુલ્ય એકે બદામ, તે માટે. ૪
જરાએ ઘણો દેહતો જીર્ણ થાશે,
શરીરે થકી સર્વ તો ધૈર્ય જાસે;
થશે રોગ પીડા જશે સર્વ હામ, તે માટે. ૫
જેને સેવતાં કોટી કલ્યાણ થાય,
બહુ જન્મનું પાપ તો સઘ જાય;
વળી પામીએ જે થકી સિદ્ધ ધામ, તે માટે. ૬
જવું એકલા ત્યાં નહિં કોઈ સાહ્ય,
વળી જીવને દુખ અત્યંત થાય;
તેણી વાર રક્ષા કરે મેઘશ્યામ, તે માટે. ૭
જે કો જાનકી દાસના હોય દાસ,
ન પામે ફરી તે કદી ગર્ભ વાસ;
કરે સર્વ આ લોક તેને પ્રણામ, તે માટે. ૮
રચ્યા ભુખણે તે સુણો શ્લોક આઠ,
જેહ સાંભળે ને કરે નિત્યપાઠ;
થશે તે થકી દુઃખ કેરો વિરામ, તે માટે. ૯

## પદ ૩

ઘણા પુન્યના ભાવથી દેહ પામ્યા,
હસંતા રમંતા સુખે દિન વામ્યા;
ગયા નાથનું નામ તો સઘ ચૂકી,
ભજો રામને કામને દૂર મૂકી. ૧
જાણી શાસ્ત્ર સિદ્ધાંતની સર્વ વાત,
નથી ઓળખ્યા શ્રી તમે પ્રાણનાથ;
વિવેકી થઇ કાં કરો બુદ્ધિ ટુંકી, ભજો. ૨
પરસ્ત્રી પર દ્રવ્યનો ત્યાગ આણી,
રૂદેમાં ધરોને તમે ચક્રપાણી;
એતો દુષ્ટ માયા તણી સર્વ મુકી, ભજો. ૩
મદે અંધ દ્રષ્ટી થવાથી ન દીઠું,
કુસંસારનું સુખ લાગે છે મીઠું;
જરા આવશે આ થશે દેહ સૂકી, ભજો. ૪
ઘણા જત્નથી દેહને સુખ દીધું,
ઘણા ભેદથી સર્વનું દ્રવ્ય લીધું;
જવું એકલા સર્વ સંપત્તિ મૂકી, ભજો. ૫
ઘણા રમ્ય વૈભોગથી દેહ પોખ્યો,
કરી તીર્થ યાત્રા કદાપિ નસોખ્યો:
મળી મિત્ર ટોળે હશે સર્વ ફુંકી, ભજો. ૬
જદા આવીને જીવને મૃત્યુ ગ્રહશે,
તદા સર્વ સંબંધીઓ જોઈ રહેશે;
ન રક્ષા કરે વૈદ કે કવાથ ભૂકી, ભજો. ૭

કફ વ્યાધીએ કંઠનો રોધ થાશે,
    રૂદેમાંહિથી જ્ઞાન તો સદ્ય જાશે;
તદા જીવ જીહ્વા થશે સદ્ય ટુંકી, ભજો, ૮
નથી જાણતા ધર્મની રીત ઠીક,
    નથી જાણતા મર્ણની મન બીક,
    ગુમાને ભર્યા ચાલ ચાલો છો ચૂકી, ભજો. ૯
જમ કિંકરો મારશે દુષ્ટ મારે,
    તથા નાથ પાખે નહિ કોઈ વારે;
જુઓ મૃત્યુ માથે રહ્યું નિત્ય ઝુકી, ભજો. ૧૦
સદા સેવક જ્ઞાતિમાં રંક કાવે,
    કથા રામની તો જેને મન ભાવે;
રચી ભુખણે તો ખરી જ્ઞાન કુંચી, ભજો. ૧૧

પદ ૪

તમે અવતર્યા લક્ષ ચોરાશી વાર,
    નથી પામીયા તોય સંસાર પાર;
હવે આસમે જાપ માળા ધરીને,
    ભજો ભકિત ભાવે સદા શ્રીહરીને ૧
ઉદરમાં ઉંધે મસ્તકે તો રહ્યાતા,
    ઘણાવ્યાલ ખાતા તમે ત્યાં થયાતા;
હવે તે સમય કયાં ગયા વિસરીને ભજો ૨
ખરૂં, દ્રવ્ય તો દ્રવ્યને ઠામ રેશે,
    સગા મિત્ર સંસારની રીત કહેશે,
જોતામાં જશે પ્રાણ તો નીસરીને, ભજો ૩

એતો દેહ સબંધી જાણો અનિત્ય,
 પ્રભુ નાથનું નામ તો એક સત્ય;
નાથે જે થકી ગર્ભ વાસે ફરીને ભજો ૪
અભિમાન આડે નથી કાંઈ જોતો,
 કદાપી નથી કૃષ્ણનું નામ લેતો;
અરે મૂઢ લોકો જવું છે મરીને ભજો ૫
કહ્યું માનજો સર્વથી એક મારૂં,
 નથી કોઈ સંસારમાંહિ તમારૂં;
માટે સંગ માયા તણો પરહરીને, ભજો ૬
કલી કાળમાં જન્મ મિથ્યા વગોયો,
 મહાસંતને કાચની મૂલ ખોયો;
ધરો ધ્યાન ગોવિંદનું આદરીને, ભજો ૭
જેણે ગોપીકા નાથનું નામ લીધું,
 તેણે જન્મ પામ્યા તણું સાર્થ કીધું;
ગયા તે તો સંસાર સેજે તરીને, ભજો ૮
એ તો વિશ્નુ ભકિત તણો છે પ્રબોધ,
 સુણીને રખે આણુતા મન ક્રોધ;
કહ્યું ભૂખણે શ્લોક આઠે કરીને, ભજો ૯

## પદ ૫

રમ્યા રંગ તે ગોપીકા સંગ રાસ,
 ઘણી પ્રીતિ ભાવે કરીને વિલાસ;
કહાવે તથાપિ સદા બ્રહ્મચારી,
 ભજો દુઃખ હારી સદા શ્રીમુરારી ૧

જઈ ગોકુળે કામ અત્યંત કીધું,
પિતા માતને સુખ સંપૂર્ણ દીધું;
**એ તો નંદનો** નંદ આનંદકારી, ભજો ૨

ઘણા દુષ્ટ મારી હર્યો ભૂમિ ભાર,
કૃપાયે કરી ભકત તાર્યો અપાર;
જેણે નંદની ધેનુ નવ લક્ષ ચારી, ભજો ૩

સુદામા તણી સાર અત્યંત લીધી,
મુઠી તાંદુલમાં નવે નિધ દીધી;
કૃપાનાથ સાધુતણા હીતકારી, ભજો ૪

જમ કિંકરે દુખ અત્યંત દીધું,
ત્યારે પુત્ર નારાયણ નામ લીધુ;
એવામાં અજામેલ લીધો ઉગારી, ભજો ૫

સ્તુતિ સાંભળી ભકતની ભીડ જાણી,
આવ્યા સદ્ય વૈકુંઠથી ચક્રપાણી;
મૂકાવ્યો ગજગ્રાહ નાખ્યો વિદારી ભજો ૬

અરે બુદ્ધિહીણા ન જાણો હરીને,
તેણે આવશો ગર્ભવાશે ફરીને;
જુવોને તમે જ્ઞાનદ્રષ્ટે વિચારી ભજો ૭

હરી ભકત પાખે વૃથા જન્મ જાશે,
પછી અંત કાળે ઘણું કષ્ટ થાશે,
તે માટે તમે વાત બીજી વિસારી, ભજો ૮

 ૨૫૫૭

વિષય વિષ રૂપી તેને શું વખાણો,
આ સંસાર તે સ્વપ્નની તુલ્ય જાણો;
વિવેકે કરી મોહ માયા નિવારી, ભજો ૯

ચતુર્ભુજ શ્રીનાથ છે સત્ય શર્ણું,
મહાલક્ષ્મી સેવે જેનાં નિત્ય ચર્ણું;
એતો શંખ ચક્ર ગદા પદ્મ ધારી, ભજો ૧૦

તેણે શું થયું જે ઘણું એક ડાહ્યા,
તેણે શું થયું દ્રવ્ય જાજું કમાયા:
તેણે શું થયું જે રમ્યા રંગનારી. ભજો ૧૧

પ્રભુનાથ પોતે દીસે છે દયાળ,
ખરા નિત્ય ભકતો તણા પ્રતિપાલ;
તેને જો ભજો તો ગતિ થાય સારી, ભજો ૧૨

સદા ગામ વેલાળ મધ્યે નિવાસ,
પ્રભુજી તણો નિત્ય દાસાનુદાસ,
રચી ભૂખણે તે સુણો મોક્ષ બારી, ભજો ૧૩



શુભેચ્છક મુદ્રણાલય ગાંધીરોડ, ફર્નાન્ડીઝ પુલ નીચે,
ઢીંકવાની વાડી—અમદાવાદ
ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદીએ છાપી.

